૫૦૯૪

# आत्मबोध स्तवनावळी.

પ્રસિદ્ધ કર્ત્તા

શેઠ સોમાભાઈ પાનાચંદ.

મુ૦ ખેડા.

દુહો.

પ્રથમ અમારી વિનતી, સાંભળો સર્વે જન;
ભૂલ ચુક સુધારીને, વાંચજો સઉ સજ્જન.

અમદાવાદ

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં
નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપી.
સંવત ૧૯૪૮—સને ૧૮૯૨.

કિંમ્મત રૂ૦-૦-૬

# અર્પણ પત્રિકા.

## શા. ચુનીલાલ ડા. તથા ભીખાભાઈ ન.

મુ. ખેડા.

મારા પ્યારા મિત્રો.

આપ ઉદાર દિલના અને વિદ્યામાં ઉત્તેજન

આપનાર સદગુણી અને પ્રમાણીક છો

તેમજ આપ મારા હરેક કામમાં

યોગ્ય મદદ આપી પોતાનો

પ્યાર દર્શાવોછો તેથી ઉ

પકાર માનવા આ

રથજો વિસરતો

નથી.

લી૦ પ્રસિદ્ધ કર્ત્તા.

# आत्मबोध स्तवनावळी.

## પ્રાર્થના-

૧

પ્રિય સભાજનો ઘડી ધ્યાનતો ધરો, તમે ચોવીસે જીનરા-
જની આ પ્રાર્થના દીલ ધરો. ટેક.

૧ ૨ ૩ ૪ ૫
રૂષભ અજીત સંભવ અભીનંદન, ઓર સુમતિ જીનરાજ;
૬ ૭ ૮
પદ્મ સુપાર્શ્વ ચંદ્ર પ્રભુસે, લગન લગી હે આજ. પ્રિય. ૧

૯ ૧૦ ૧૧
સુવધિ શીતળ શ્રેયાંસ સવાઈ, દીજે મુક્તિ નાથ;
૧૨ ૧૩ ૧૪
વાસુ પુજ્યજી જીનબારમા, વિમળ અનંત નાથ. પ્રિય. ૨

૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯
ધર્મ શાંતિ ને કુંથું જીનેશ્વર, અરમલ્લી મહારાજ,
૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
મુનીસુવ્રત નમી નેમનાથજી, પાર્શ્વ વીર જીનરાજ. પ્રિય. ૩

એવા ચોવીસ જીનવર વંદો, હેતે જોડી હાથ,
વદંન કરતાં સેંજે મળશે, મુક્તી વધુનો સાથ. પ્રિય. ૪

૨

આજે આનંદ અપાર, મુજમન આજે આનંદ અપાર,
મરૂ દેવી નંદન કર્મ નીકંદન, નીરખ્યા નાભી કુમાર. મુજ.

અજર અમર અકલંક જીનેશ્વર, રૂપ સ્વરૂપ ભંડાર. મુજ.
અસરણુ સરણુ કરણુ જગ નાયક, દાયક શિવસૂખકાર. મુજ.
તુમ શેવા સુભ ભાવે કરતાં, પામ્યો ભવનો પાર. મુજ.
લઘુ આધ કહે પ્રભુ દરીશનથી, સફળ થયો અવતાર. મુજ.

૩

આનંદ આનંદ આજે અધીક છે,
મહાવીર સહાયે પછી શી બીક છે. આનંદ.
વિધા વૃક્ષ આ વાયુ પ્રયાસે, વૃષ્ટી વિના કરમાય;
સજ્જન આપ સહાયે હરનીશ (૨) પુર્ણ પ્રફુલિત થાય અધીકછે. આ.
પ્રથમ જ્ઞાનને દયા પછી એમ, ભાખે શ્રી ભગવાન,
જય જયકાર થશે જગમાંહી (૨) દીજે નવીન દાન જ્ઞાન અધીકછે. આ.

૪

કુથલીમાં કાળ ગયો, અનાદિથી આમ ભમ્યો ભાઈરે. કુ.
તન ધન જોબન મદથી છાકી (૨) મરકટ મુળગો મુઓ. અ. કુ.
કાળમહારી કેડે લાગો (૨) ચેતન ચેતી જુઓ. અ. કુ.
ભગવત ભક્તી નવીન નીતે (૨) ભાવે આદરજો. અ. કુ.

૫

પ્યારો લાગે મને સારો લાગે, દરીશનમે ગંભીરોજી પ્યારો લાગે.
સોનાકેરી ઝારીયાંનેમાંહે ભર્યાપાણી, નવણ કરાવુ મેરા જીનજીકેઅંગ.
કેશરચંદન ભર્યાંરે કચોરાં, પુજા કરૂં મેરા પ્રભુજીકે અંગ. દ.
ધુપ ધ્યાન ધટા અનુહદ હે, લળી લળી શીશ નમાવતં હે. દ.
ફુલ ગુલાબકી આંગી બનીહે, હાર પહેરાવું મેરા જીનકે અંગ. દ.
આનંદ ધન પ્રભુ ચક્ષત પંથમે, જ્યોતીષ જ્યોત મીલાવતહે. દ.

૬

શી ગતી થાશે અમારી હો દીનાનાથ (૨)
ઈંદ્રીને કાજે હું ઘણો ધાગો (૨) કર્મ કીધાં બહુ ભારી. હો,શી.
બે વાતે મારૂં મન લલચાયું (૨) એક કચંન બીજી નારી. હો,શી.
દેસ દેશાંતર હું ભમી આવ્યો (૨) નાહાની નથી બારી. હો,શી.
હું હું કરતાં ગયો જનમારો (૨) ભકતી ન જાણી તુમારી. હો,શી.
ભવસાગરમાં તારો દાસ બુડેછે (૨) શ્રીપાર્શ્વનાથ લે તારી. હો,શી.

૭

મનુપ્યારા મનુપ્યારા રીખવદેવ મનુપ્યારા મનુપ્યારા.
પ્રથમ તિર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ વ્રત ધારા. રી.
નાભીરાયા મરૂદેવીકો નંદન, જુગલા ધર્મ નીવારા. રી.
કેવલ લઈ પ્રભુ મુકતે પોહોચ્યા, આવા ગમન નીવારા. રી.
આનંદ ઘન પ્રભુ ઇતનિ વીનતી, આભવ પાર ઉતારા. રી.

૮

સુણો અરજી અમારી, ઓ પ્રભુ મોરા. સુણો.
આભીનંદન જીનવર સુખકારી. સુણો (૨) ઓ સુણો.
મંદમતિ હું ફંદમાં ફુલ્યો, ભુલ્યો શેવા તમારી. (૨) ઓ. સુ.
ભવભવ ભટકી શરણે તમારે, હવે આવ્યો હું હારી. (૨) ઓ. સુ.
નિજ સેવકપર કીરપા કરીને, રીઝે દીજે સુધારી. (૨) ઓ. સુ.
તુમ બિન ઓર નજાચુ જીણંદા, સાચું માનો આવારી. (૨)
લઘુ આધ કહે આજ મન મેરે, લાગી સંગતો તારી (૨)ઓ.સુ.

૯

રીખવજીરે અરજ કરૂં તે સ્વીકારો, ખરો આસરો છે પ્રભુતારો.

શીખવજીરે સીવપુર મારગ સારો, ખરો.
મને આ ભવમાંથી ઉગારો રે, હવે નથી બીજો કંઈ આરોરે;
ગુણવંતારે પુન્યના કમાડ ઉઘાડો. ખરો. ૧
પ્રભુતું છે મુજમન વાસોરે, મારી વિનતડી સ્વીકારોરે,
પૂન્યવંતારે ગુણ ગાઉંછું તમારા. ખરો. ૨
મારાં કષ્ટ તમે નીવારોરે, લઘુ આધ સભાને તારોરે,
સુખ દાતારે જૈનધર્મ છે સારો. ખરો. ૩

૧૦

ડુંગર પ્યારો મેતો મોતીડે વધાવુરે. (૨)
ડુગર ફરસંત પાપ મીટતહે, ગીરીવર નીરખીત આનંદ થાઉરે ડુ.
કાંકરે કાંકરે સીદ્ધા અનંતા, આદીનાથ તણા ગુણ ગાઉરે. ડું.
સુરજકુંડમાં નાહી નીર્મળ થઈએરે, કરી પુજાને આંગીરચાવુંરે. ડુ.
હાથીની પોળમાં ચારીહંતજીને દહેરેરે, ધરી નૈવદને ભાવના ભાવુરે ડુ
નથુ કલ્યાણ કવી દીપનો શ્રાવક કહે, સરધાથી સમકીત પાવુરે.ડુ

૧૧

હે આદીજીનંદા, છોસુખકંદા, ભવ દુઃખ ફંદા, કાપો અહોજીનરાજ.
સુરનરઈંદા, નિત્યનિત્ય વંદા, ભવદુખફંદા, કાપો અહોજીન રાજ
મરૂદેવી માતાને, નાભી પીતાના, બાળ અહોજી બાંહ્ય;
હેભવ તારક દૂરગતી ટાળક, વંદુ હું પડી પાય. હે. ૧
પ્રભુ ઉપગારી, જયજયકારી, જાઉવારી હો નાથ;
સુનંદા સ્વામી, મુજ દુઃખવામી તેડો સીવપુર સાથ 'હે. ૨

૧૨

આઈ શ્રવણ માસ સખીરી, પવન બાજતાં સનનનનન,

ચિહું તરફ સેઘટા જડે ગતિ, ઇંદ્ર ગાજતાં ગનનનનન.
બડીબુંદ જરખાંઝી વરસે, વિજળી કડકે કનનનનન.
પિયુ પિયુકર પપૈયાં બોલે, ઝરણાં ઝરે અબ ઝનનનનન.
નેમ પ્રિયા ગીરનાર સીધાયે, ચેન નહી અબ ચનનનનન.
તજુહાર સૃંગાર સબીમે, લેકે સંજમ પનનનનન.
પિયુ પહેલીજા મોક્ષ મંડળમાં સંપતિ પાઈ સનનનનન.
હિકરજોડી લઘુ આધ સભા, ગુણ ગાવે અબ ગનનનનન.

૧૩

મલ્લી જીનંદા, છોસુખકંદા, કષ્ટ અમારાં કાપોને.
મહેર કરી મહારાજ અમોને, હાગ તમારી આપોને.
છોઆતી દયાવાન પ્રભુ ભારી કૃપાવાન. [ ]
નહી નહી નહી કોઇ આપની સમાન. (૨)
હરનીશ હોંસ ધરી ધરૂતમ ધ્યાન. છો.
કેસરચંદને કરૂ પુજા ધરી પ્રીત. (૨)
અસાર સંસારમાંથી કાઢી નાંખી રિત. (૨)
લઘુ આધ નેહનકી ગાવે તુમ ગીત. કેસર.

૧૪

જીન પુજનકુ (૨) પ્રેમે ભવિજન ચાલોરે.
હૈયે હુતો હાગ ધરીને, જીન પુજન કુ જાવું;
કેસરચંદન અત્તર ઢોળી, પાપ પદળ ખગાવું. જીન.
પ્રેમે પુજા પુરી કરતાં, શીવસુખ લેવા જાવું,
શાંતિનાથ કે મંદિર માંહે થૈથૈથૈથૈ નાચુ. જીન.
અંતર યામી બહુ ગુણુગામી, છો જગતના સ્વામી;

વંદન વારંવાર કરેછે, લઘુ આઘશીર નામી. જીન.

૧૫

વિમળ પ્રભુ આજે દરીસણ થાયો, અષ્ટ કરમનો બંધ મીટાયો. વિ.
દરિસણ દેખી દીલડું હરખ્યું, સુખસાગર ઉલસાયો;
અજબ સુરત મુરત છબી પ્યારી, ચમર છત્ર ઢળાયો. વિ.
ધ્યાનધરૂ સુમતીસે ચેતા, કુમતી દુર મીટાયો;
ભાગ્ય ઉદયે થયો આત્મા આપણે, રતન ચીંતામણી પોયા. વિ.
હરખચંદ કહે સાહેબ હમાગે, લાખ ચોરાશી મોટાયો;
આપ તરે ઔરનકુ તારે, શીવરમણી પદ પાયો. વિ.

૧૬

મલ્લીનાથ ભગવાન ભાવેરે ભજો મલ્લીનાથ ભગવાન,
જયંત નામ વિમાન ચવીને, જનમ્યા મીથીલા પુરસ્થાન. ભા.૧
માતા નામ પ્રભાવતી કહીયે, પીતા કુંભ રાજાન. ભા.૨
છએ ઋતુના પુષ્પ સજ્જાની માની ઈચ્છા નિદાન. ભા. ૩
દેવતાએ પુરી કરી ઠરાવ્યું, મલ્લીનાથ અભિધાન. ભા.૪
ઇન્દ્રે જન્મ મહોત્સવ કીધો, મેરૂ શિખરે દઇ માન. ભા.૫
પચીસેં ધનુષ પ્રમાણુ શરીરનું, કુંભ લંછન નીલવાન. ભા.૬
આયુષ વર્ષ પંચાવન સહસ્ત્રનું, ભોગવી ગયા શીવસ્થાન. ભા ૭
જૈનપ્રવર્તક સભા મળીને, વંદી કરે ગુણગાન. ભા.૮
મલીનાથ ભગવાન ભાવે ભજો મલીનાથ ભગવાન. ભા.

૧૭

ચાલો હવે જઈએ, અલ્લાનંદ લઈએ;
અરનાથનાં દર્શન કરવા આજ આજ આજ,

દેવી માતને સુદર્શન પીતા;
નાગરીપુરી નગરીનો રાય રાય રાય. ચાલો૦
નંદાવૃતનો સાથીઓ છે લંછન જેનું;
પ્રભુજીની કંચન વરણી કાય કાય કાય. ચાલો૦
અઢારે દોષ રહીત, પ્રભુ છો દયાળું,
સર્વે મારી ઈચ્છા સફળ થાય થાય થાય. ચાલો.
ગુણ તારા જો એક ચીતે જો ગાવે;
શ્રી લઘુ આધ મોક્ષે જાય જાય જાય. ચાલો.

૧૮

નમું પદે પ્રભૂ સુમતીને.
શશિસમ શોભે છે મુખ સારૂં એકજ શરણ તમારૂં;
પ્રેમ ધરી દયા નિધી કાપો કુમતીને,
મેઘરાયના નંદ, ટાળો ભવો ભવ ફંદ,
મતિ મારી છે મંદ, છોજી આનંદ કંદ,તોડે કર્મના બંધ.
નૃત્ય કળા કરી જૈન બાળકો, નમે છે શેવક સંગે પ્રેમ નમુ.

૧૯

પ્યારા અનંત જીનવર નાથ, કર્યા મેં બહુ કપટ કપટ કપટ
તેથી દુઃખી થયો હું અનાથ, પાર ઉતારો ઝપટ ઝપટ ઝપટ.પ્યા.
કપટથી દુર થાઉ શી રીતે, બતાવો પ્રભુ અપટ.
તુમ સરીખા પ્રભુ જોઈએ આંહી,ભવથી તરીએ સપટ સપટ સ-
પટ પ્યા.
આપનીરે આજ્ઞા પ્રમાણે ચાલુનો, કરેજો ન કપટ.
પછી જોઉ હું કેમ નથી તરતી, લઘુ આધ સભા અપટ અપટ અ.
પટ. પ્યા.

૨૦

શ્રી અજીતનાથ પ્રભુ પ્યારા, મેં નામ જપુ નીત્ય તાહારા.
શ્રી અજીતનાથ.

હું શું બહુ નાથ અજાણી. ભવ સાગરથી તરવાની,
પ્રભુ રૂદયમાં ધર તારા, શ્રી અજીતનાથ. ૧
પ્રભુ વીજ્યા માતા કુખે, પ્રભુ જીત શત્રૂને કુળે,
અયોધ્યા નગરી જ્યાં, શ્રી અજીતનાથ. ૨
હું મોહ માયાનો રાગી પ્રીત પ્રભુ સાથે બહુ લાગી,
પ્રભુ હું છું આધીન તાહરા, શ્રી અજીતનાથ. ૩
તું છે અવીનાશી અવીનાંશી, મુને તારોની જગવાસી;
પ્રભુ પ્રાણ તણા આધાર, શ્રી અજીતનાથ. ૪
શ્રી ખેડા જૈનોદય ગાતી, વંદન કરનેકુ આતી;
પ્રભુ શેવક હે સબ તાહારા શ્રી અજીતનાથ. ૫

૨૧

ચાલ ઉઠ તું ચેતન ચાલી જા કામે તારા.
અરે હાં જા કામે તારા.
બન્યો બગીચો રૂડો ભુંડા આળસમાં બગડે.
નિંદ્રા ત્યાગીરે નિર્ભાગી જો પેલા કયારા. અરે હાં.
જીવ હિંસાના ઝેરી જંતુ વેલાને વળગ્યાં;
કોમળ એ સદ્‌ગુણની વેલો કેમ વધે ઘેલા. અરે હાં.
કષાય ગોદા મારે કેવા જો પેલા ધુમે;
રેરે ભોળા ભદ્રિક ગાળી, લ્હારેતુંજ લાગ્યા. અરે હાં.
દાન દયાનું ખાતર નાંખી, શમ દમ જળ સીંચી,

નિંદી પાપસ્થાનક ત્રણને, કરો સ્વચ્છ કયારા.અરેહાં.
અનેક આવરણો ઉતારો કમળ કરી સારી,
છે જીન વચનામૃત ધારાથી ફુલ થાવાંસારાં.અરેહાં.
ચેતન માળી છું અધીકારી, નરભવ ઉપવનનો,
નલીન ભક્તિ યુક્તિથી ફૂળ,મુક્તિ મળનારાં. અરેહાં.

૨૨

મન આનંદમાંરે, (૨) પેખી પદમજીન ચંદ. મન એ ટેક.
ધર રાંજાના સુત ધરાપર, ધન્ય કહાવું રી;
જગત જનેતા જેહ સુસીલા, માત કહાવું રી;
કોશંબી નયરી ધણી, વરીઆ શિવ સુખ આપ,
રકત કમળ ચરણે રહ્યું, જપુ અહોનીશ જાપ. મન૦
જગનાયક શીવદાયક સ્વામી, અર્જ અમારીરી;
અવધારો ગુણ ગ્રામી, પૂરણ આશ તમારીરી;
નર્કનીગોદે હું ભમ્યો. અનંત કોટીવાર;
મુક્તિ મારગ નહીં મળ્યો, હવે ભવ પાર ઉતાર. મન૦
આવો ઘાટ ઘટે નહીં સ્વામી, શેવક સંગેરી;
હમને છે આધાર તમારો, રાખો રંગેરી;
તાર તાર પ્રભુ તારતું ધરી વીનતિ ધ્યાન;
શશિ સુત સંગે સર્વને, યુક્તિ દ્યો ભગવાન. મન૦

૨૩

આનંદ આનંદ આજ અહાંપ્રભુ, આનંદ આનંદ આજ. ટેક.
રાત્રી ઓચ્છવ કરવાકાજે જાગીછે જૈન સમાજ. અહા,પ્રભુ.
૭ નિર્વીધ્નેરે પ્રભુ ગુણગાયા, લેવા પુન્યનો સાજ. અહા,પ્રભુ.
સ્નેહે હવે સુજજન સુધારો કરજો સદા સુકાજ. અહા,પ્રભુ.

## આરતી.

જય દેવ જય દેવ, જય સુખના સ્વામી; પ્રભુ૦
તુંજને વંદન કરીએ, (૨) ભવ ભવના ભામી. જય દેવ૦ ૧
સીધારથના સુત, ત્રીસલાના જાયા; પ્રભુ૦
જસોદાના છો કંથજી (૨) ત્રીભુવન જગ રાયા. જય દેવ૦ ૨
બાળપણામાં આપ, ગયા રમવા કાજે; પ્રભુ૦
દેવતાએ દીધો પડછાયો (૨) બીવરાવવા કાજે. જય દેવ૦ ૩
એક વારનું રૂપ, લીધું છે નાગનું; પ્રભુ૦
બીજી વારનું રૂપ. (૨) લીધું બાળકનું. જય દેવ૦ ૪
બાળક [illegible] સહુ, પોતે નથી બીતા; પ્રભુ૦
દેવતાનું કાંઈ ન ચાલ્યું (૨) હારી જતા રહેતા. જય દેવ૦ ૫
એવા છે ભગવાન, મહાવીર તમે જાણો; પ્રભુ૦
વંદે છે સહુ તેને, (૨) નમે રાય રાણો. જય દેવ૦ ૬

## મંગળદીવો.

ચ્યારો મંગલ ચ્યાર, આજે મારે ચ્યારો મંગલ ચ્યાર; એ ટેક.
દેખ્યો દરસ સરસ જીનજીકો, શોભા સુંદર સાર. આજે૦ ૧
છીનું છીનું છીનું મન મોહન ચરચ્યો, ઘસી કેસર ઘનસાર આજે૦ ૨
વિવિધ જાતકે પુષ્પ મંગાવો, મોઘરલાલ ગુલાલ. આજે૦ ૩
ધુપ ઉખેવો ને કરો આરતી, મુખ બોલો જયકાર, આજે૦ ૪
હરખ ધરી આદેશ્વર પૂજો, ચોમુખ પ્રતીમા ચાર. આજે૦ ૫
ભાવ હૈયે ધરી ભાવના ભાવો, જીમ પામો ભવ પાર. આજે૦ ૬
સકલચંદ સેવક જીનજીકો. આનંદ ધન ઉપગાર. આજે૦ ૭

સમાપ્ત.